ભેટ. શ્રી. ભેટ.

## સ્વસ્થાન લુણાવાડાની ગાદી ઉપર મહારાજ
## શ્રી ભ્રમરલાલજી કુમાર સાહેબનો
## રાજ્યાભિષેક.

# મહોત્સવ.



ગિત.

જય મંગળ જશ અધિકા, પામો નિત નિત પ્રતાપ જગ ઝાઝા;
દિર્ગાયુષ બળ પામો, ભ્રમરલાલ યુવરાજ મહારાજા. તથાસ્તુ.


રચનાર,

કવિ. અમ્રતલાલ અનોપરામ ઉર્ફે આફલાતુન.

સ્વસ્થાન ડાકોર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ. ચંદુલાલ બાપુલાલ ધરીઆ. મુ. ડાકોર.

આવૃતિ ૧ લી. સંવત ૧૯૬૭ પ્રત ૧૦૦૦

અમદાવાદ—પીરમશાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

કી. અરૂ૯''.

श्री.

# સ્વથાન લુણાવાડાની ગાદી ઉપર મહારાજ ભમરલાલજી કુમાર સાહેબનો રાજ્યાભિષેક.

# મહોત્સવ.

---

**સજ્જનો.**

આ સમયનું સંપુર્ણ વર્ણન કરવું મારા જેવા માટે અશક્યછે તથાપી આ મહારાજાના યશ વિસ્તાર ૨૫ કવિતા રચી છે તેથીજ હું સંતોષ માનું છું કે મારી રસના વડે આવાં ઉત્સાહ જનક કાર્યોના વર્ણન કરવાનો સમય આવ્યો છે. " **राजाकालःकारणम्** " આ વાક્ય અતી અનુભવિક અને સમર્થ મહા પુરૂષની રસનાથી જન્મ પામેલુંછે તે ખરૂંજછે કારણકે રાજા જગત ઉપર પ્રજાને માટે સુખનો

યા દુઃખનો કાળ બનાવી શકેછે એટલે પ્રજાજનોનાં સુખ કે દુઃખ માત્ર રાજાનાજ હાથમાંછે અથવા રાજા એજ સુખકે દુઃખના સમયનું મુખ્ય કારણછે. તેથીજ શાસ્ત્રવેત્તાઓએ રાજાને ઇશ્વરરૂપ ગણ્યા છે પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર પણ ગીતા શાસ્ત્રમાં કહેછે કે **"नराणांचनराधिप"** પુરૂષોમાં રાજા તે હું છું; અને સર્વ વાતે વિચાર કરતાં રાજા સર્વ રીતે ઇશ્વર તુલ્ય એટલે ઇશ્વર અંશ છે.

આજે લુણાવાડા નરેશ મહારાજ શ્રી વખતસિંહજી સાહેબ બહાદૂર કે. સી. આઇ. પોતે પોતાના પાત્ર કુમારશ્રી ભ્રમરલાલજી સાહેબને પોતાના હાથે લુણાવાડા રાજ્યની ગાદીપર રાજ્યાભિષેક કરાવે છે, તેવો મહાન ઉત્સાહ જાણી તે ઉત્સાહમાં ભાગ લેવા હું આવ્યો છું અને મારી બુદ્ધિ અનુસારે આ કવિતા લખી નવા મહારાજા સાહેબને આસીષ આપું છું. અને પરમાત્માને પ્રણામ કરી માગુ છું કે લુણાવાડા રાજ્યભૂપાળને ઇશ્વર દિર્ગાયુષ સાથે સર્વ સુખ સંપતિ આપો. !!

**तथास्तु.**

## શાર્દુલ વિક્રિડિત.

આજે આનંદ ઉર સર્વ જનને, દીવાળિ જેવો દિસે,
ત્યાગી લોક સમસ્ત શોક ત્યજીને, સૌ પુર્ણ પ્રેમે હસે.
લીલાલેર અપાર સદ્યપુરમાં ઉત્સાહ પામ્યા અતી.
શાન્તિ સુખ અપાર સર્વજનને છવો પ્રજાના પતી. ૧
આજે શ્રી યુંવરાજ તખ્ત ચડશે રાજ્યાભિષેકે વળી
આનંદે સહુ લોક થોક મળિને વાણી રૂડી સાંભળી;

હર્ષે હારદ જાણિને સહુ પ્રજા નારી અને પુરૂષો
જીવો આ યુવરાજ પાટ અવની કોટી દીવાળી વસો. ૨
નિત્યે નિત્ય વિશેષ જોર વધજો આબાદિ આ રાજ્યની,
પાંમો પ્રેમ પ્રજાતણો અતી અતી ને હોંસ સૌ કાજની
હોજો સુખ સદાય સંપતી વળી વિદ્યાતણી વૃદ્ધિથી.
પાળો ધર્મ વીવેક ધારી જનને સિદ્ધિ સમ્રદ્ધિથી ૩

મનહરછંદ.

આજે તો આનંદ અતિ ઉરમાં વિશેષ વ્યાપ્યો;
પ્રજાપાળનાર સુભુપાળ પાટે આવીયા.
યુવરાજ મહારાજ પદ એ મહાન ધારી,
ભ્રમરલાલજી ગાદી ઉપર સોહાવીયા;
દેશમાં આનંદ વાધ્યો પુરમાં આનંદ વાધ્યો,
પ્રજાતણા અંતરમાં આનંદ વધારીયા.
કહે અમરતલાલ આનંદમાં બાકી નહી
ભ્રમરલાલજી ભૂપ પાટે એ પધારીયા. ૧
લોકતણા થોક મળી શોક સહુ ત્યાગી તજ,
આનંદમાં આવી ગુણિ ગીત મુખ ગાય છે.
નર અને નારી મળી વસ્ત્ર આભુષણ ધારી,
જય જય વદી ઝાઝા મન મલકાય છે.
ઇશ ઉપકાર માને અચળ રહો નરેશ,
સાંભળી ઉત્સાહ રૂડો ઉર હરખાય છે,
કહે છે અમૃતલાલ લુણાવાડા નમ્ર વિષ,

આજનો મહાન દીન ઊજળો જણાય છે. ૨
જેના રાજ્ય વિષે સદા પ્રજા જન સુખ પામે.
ધન્ય એવા ભૂપ ભાળી ભોમી તૃપ્ત થાય છે.
નીયમથી વરસાદ વરસે સુકાળ ધારી
ધાન્ય અને ધન થકી સંતોષ જણાય છે.
પ્રજા લીલાલેર માને દુઃખતા દિસે કદાય,
ધરમી ભૂપાળ થકી ધરમ ધરાય છે.
તે સમા ભ્રમરલાલ આજે એ ભૂપાળ થયા.
તેથી પ્રજા જન મન અતી હરખાયછે. ૩
વિવેકી ભૂપાળ તણા રાજ્યમાં જણાય નેક,
પુત્રની સમાન જાણી પ્રજાજન પાળતા,
ગૃહસ્થ ગરીબ સહુ સંતાન ગણી જરૂર
નવા નવા પ્રેમથી સદૈવ તે સંભાળતા:
સહન કરે શરીર સંકટ અપાર પોતે,
પ્રજાને ન પીડયા થાય વાત એ વિચારતા,
આશિષ વદે સદાય પ્રજા અતી પ્રેમ ધારી
સુભેચ્છુ બનીને સુખે દીન લોક ગાળતા. ૪
રાજ્યનીતી જાણીને અચળ અમપર રહો.
સત્યુગ જણાય અખંડ આપ દેશમાં.
ભગવાન રીઝે આપ નેક રાજ્ય નીતી થકી,
માનને પ્રતિષ્ટા વધે સરવ નરેશમાં.
પ્રજાના માનીતા થઇ ભોગવો અખંડ સુખ,
સુતને સંપતીવાન બનો બાગે બેશમાં;

કહે છે અમ્રતલાલ ગુણુ જ્ઞાન વધો નીત્ય.
કવિજન જશ ગાય અતી ઉપદેશમાં, ૫
સમુદ્ર પ્રર્યંત આપ સુયશ પ્રકાશ પામો.
યુરોપ સુધી અપાર સુગુણુ સુજામજ્જો.
દાનને દેવાથી દેવતાએ સ્વર્ગ વિષે રીઝે,
ક્ષત્રિઓમાં અભય વીરત્વ પદ પામજ્જો,
વશો લક્ષ્મી સદાય ભંડાર અપાર ભરો,
રસનાએ સરસ્વતી સર્વદા વિરામજ્જો.
બાહુમાં અપાર બળ પામો પરસુરામતણુ.
રઘુપતી પાદમાં સદાય શિર નામજ્જો, ૬
એમતો આશીષ આપે પ્રજાતણા લોક સહુ.
રાજ્ય અભિષેક સમે નમી નૃપ પાસમાં,
હરેષનાંઅશ્રુ થકી આંખડી ભીજાય અતી,
હ્રદય પંકજ ફુલે રવિના પ્રકાશમાં.
બાળક યૌવન વૃદ્ધ ત્યાગી અને રાગી સહુ
યોગીયોને ભોગીયો જણાય છે હુલ્લાસમાં
અતી અતી હર્ષ જામ્યો અમ્રતલાલના ઉરે,
આજનો આનંદ માણે દેવતા આકાશમાં, ૭
યુવરાજ આજ મહારાજ તણુ પદ પામે,
એથી અધિકો ઉત્સાહ કોણ બીજા કાજમાં,
એવું સમજી અપાર દેશમાં ઉત્સાહ જામ્યો,
આનંદ આનંદ ભાસે સકળ આ રાજ્યમાં.

કારણ પ્રજાનાં સુખ વસ્યાં ભૂપ હાથ માંહી,
સરખો સંબંધ જાણ્યો રાજને સમાજમાં,
માટે અતી આશીષ આપે છે અમરતલાલ,
આકર્ષાયાં ચિત આજે ભૂપતણા તાજમાં, ૮

## સોરઠો.

જાણો સુખ જરૂર રાજતણા શુભ તાજમાં
અચળ રહો આ તાજ અમરલાલ ભૂપતી ભલો.

## માલીની.

જય જય જય હોજો ભૂપતી ભાગ્યશાળી;
તવ પુરણુ પ્રતાપે ભોમી દીશે રૂપાળી.
તવ ધરમ બળેરે સૌ પ્રજા સુખ પામે,
તવ નયન નિહાળી શોક સરવે વિરામે. ૧
ભગવત ભય ટાળે સર્વદા સુખ પામે।
અચળ સુખ વધારી ઇષ્ટ આનંદ જામો,
નરપતી શુભ નેહે દેશમાં સુખ ભાસે,
રિધિ સિધ રસ ઝાઝા સર્વદા ઘેર વાશે. ૨
પરમ રસ પદાર્થો શાંતી તો સર્વ પામે,
નિશ દિન સુખમાંહી દેશ આખો વિરામે;
વિજય અધિક પ્રીતી રાજ્યને ભૂપ ભાવે
નીરખી નિરખી નીતે નેત્રમાં નેહ આવે ૩
અધિક યશ પ્રકાશે દેશ દાલિદ્ર જાતાં,

રસ ધરી મન રાચે લોક છે હર્ષ માતાં,
નવિન રસ સુખોથી રીઝશે આ પ્રજા સૌ;
પરમ સુયશ પામો દેશને ભોમિમાં સૌ. ૪
ભ્રમર સમ અમારા ભાગ્યશાળી ભુપાળા,
અમયશ અપારી જામજોરે તમારા.
તન મન સુખ પામો રીદ્ધી સીદ્ધી ભરીને,
પ્રભુ બળ બહુ આપો આશિષે આ કરીને, ૫

## દોહરો.

આશિષ અમ્રતલાલની હજો કુશળ કલ્યાણ.
ભ્રમરલાલ ભુપતી ઉપર પ્રસન હો ભગવાન. ૧૯

---

રાગ પુનમ ચાંદનીનો.

આજે લુણાવાડા નગ્ર વિષે આનંદ વર્ધ્યોરે,
પાટે બેઠા ભૂપતી ભ્રમરલાલ મહારાજ,
રાજા તખ્તસિંહજીએ પ્રેમ કરી પધરાવિયારે,
રૂડા લક્ષણવંતા ભ્રમરલાલ યુવરાજ, આજે ટેક.

## સાખી.

તખ્તસિંહ ભૂપતી તણા રણજીતસિંહ કુમાર.
ભ્રમરલાલ સુત તેહના કુશળ રાજ્ય કરનાર.
પુરણ ભાગ્ય પ્રજાનાં આજ સફળ સવળાં થયાંરે,
અધિકો પ્રેમ ધરીને ગાદી સોંપી આજ.

તેથી પુર જન સરવે હરખ્યા ઉર અંતર મહીરે,
કરજો કોટી દીવાળી પ્રજા ઉપર એ રાજ આજે—૧

## સાખી.

ભગવત ભૂપતી રામ ગણી વશિયે ચરણ મોઝાર
અચળી તપો એ રાયજી રણજીતસિંહ કુમાર.
દીન દીન અધીક પ્રતાપો જામો આખા દેશમાંરે,
નાસે ઢોંગિ ધુતારા દેશ દ્રોહી વળી ચોર.
જેના પુણ્ય પ્રતાપે સુખ પામે નરનારીયોરે,
વ્યાપો રાજ્ય સહુમાં અપાર નરપતી જોર આજે—૨

## સાખી.

ભૂપતીએ ભારે ભર્યો ઠાઠ માઠ દરબાર.
શોભા સરસ રચી અધીક ઉર આનંદ અપાર.
આવ્યા આંણે સમયે દેશ દેશના રાજવીરે;
ક્ષત્રી વીર વળી વિદ્વાન કવીજન લોક,
પામ્યા માન અતી સનમાન અતી મહારાજનાંરે,
રૂપ મંગળ સમયે ભાળી શમ્યા સહુ શોક. આજે—૩

## સાખી.

કવિજન શુભ વાણી વદે વિધ વિધ કાવ્ય રસાળ
બંદીજન યશ બોલતાં જાણી ભૂપ કૃપાળ.
જેની કૃપા થકી કંઇ દિન જનનાં દુખ દુર થયાંરે,
ઝાઝા ભૂખ્યા જનની ભાગી અધીકી ભુખ.

 ૩૩૫૫

દેશ દલિદ્ર હઠાવ્યાં શુભ નીતીની રીતથીરે.
દીધું પ્રજાજનાને નિત નિત અધિકુ સુખ. આજે—૪

## સાખી,

એવા અધિકા ગુણ થકી રાખે ઇશ્વર આપ,
બળ વાધે બહુ વિશ્વમાં વધશે પુર્ણ પ્રતાપ.
ઝાઝા જન સુખીયા થઇ દેશે આશિષ આપનેરે.
રાખો ઇશ્વર તવને તમો અવિચળરાજ
પામો પ્રભુ તણો બહુ સ્નેહ અધિક પુણ્યે કરીરે.
અમ્રતલાલ કહે છે સફળ હજો સહુકાજ આંજે—૫

## વસંત તીલકા.

છે રાજ્ય કાજ સઘળા શુભ નીતીવાળા,
હીતારથીં કાર્ય સઘળે સુખદા રૂપાળાં.
જેથી પ્રજા અધીક સુખ સદાય પામે.
પ્રેમાળ ભૂપ થકિ સૌ દુખડાં વિરામે.
રૂડાં દીસે અધીક જય તણાંજ અંગ.
આમાત્ય અંગ સબળો ગુણિનો પ્રસંગ,
સૅનાપતી સબળ રક્ષક રાજ્ય કેરા,
ને છે પ્રધાન પદ શ્રેષ્ટ ગુણી ઘણેરા. ૨
સત્કીર્તિ તેથી જગમાં શુભ રાજ્ય કેરી,
સુખી દીસ સહુ પ્રજા તવત્યાં ઘણેરી.
લોકો તણી પ્રબળ વ્યાધિ નિવારવાને.

આરોગ્ય સ્થાન રચીયુ સુખ આપવાને.
બાગો રચી નગરમાં જન લાભ સારૂ.
આનંદ કારી સ્થળ એ અતી ગુણ વાળુ.
ધારી સ્વધર્મ અધીકિ રચી પાઠશાળા
માતા તણા અચળ નામ તણા સુધારો. ૪
એ વીધ કાજ કરીયાંજન સુખ સારૂ,
રે ધન્ય ભૂપ તવ કારજ શાં વિચારૂ.
પાળો પ્રજા સુખદ પ્રેમ ધરી અપારી,
આનંદ લેર અધીકી તવરાજ્ય ભારી ૫
ભૂપાળ સર્વ મહિ છો વળી આપ અગ્ર,
આપે તદા અધિક માન્ય સદા સમગ્ર
હોજો સદાય તવ કુશળ શ્રી કૃપાથી
પામો સદાય યશ લાભ અતી પ્રજાથી. ૬

મનહર છંદ.

રાજ્યના દીવાન ભલા ગુણવાનને ગંભીર,
મોટા અધીકાર ભોગવીને અત્રે આવિયા.
કેળવણી પામીને કેળવણીનાં કામ કર્યાં
દેશને સુધાર્યો તેથી જન ઉર ભાવીયા.
રચીને નવીન ગ્રન્થો દેશ ઉપકાર દાખ્યો.
શિક્ષા તણા શબ્દો ભલા શાસ્ત્ર ભણી ભાખીયા.
હરગોવિંદદાસ એવા દેશમાં સાક્ષર શુભ
દિવાન ભટ્ટને દેશ હિત્ત માટે આવિયા. ૭

કેળવણી ખાતા તણા ડાયરેકટર હતા તેહ
ગાયકવાડીમાં વિદ્યા ખાતુ તો સુધારિયું
સૈન્યાપતી થઇ સહુ પ્રજાને માનીતા બન્યા.
ચોરને ચખાર તણુ કષ્ટ તો નીવારીયુ.

કાવ્ય તણા જાણનાર પ્રાચીન કાવ્યોના ગ્રંથ
કવીતાના રસનાશુ સાહીત્ય વધારીયું.
એવા એ મહાન બુદ્ધિવાન તો દીવાન દીસે.
લુણાવાડા તણુ સહુ રાજ્યને [illegible]રીયુ.

વળી લાલશંકર સમાન જે વિદ્વાન વ[illegible].
અતી અતી સુશેભ્છક રાજ્યના ગણાય છે,
જજ્જ તણી પદવીએ પોંચેલા સાક્ષર શુભ.]
અધીક સુયસ જેના જગમાં જણાય છે.

વળી પ્રાયવેટ સેક્રેટરી શાણા સજ્જન જે
પુરૂષોતમદાસ ભલા ભાવથી ભણાય છે.
એમ રાજ્ય અષ્ટ અંગ સુપાત્રો વિષે વ્હેચાયાં
રાજ્યતણી ચઢતી એ તેથી સમજાય છે.

નિરખતાં નગ્રતણી શોભા તો અધીક ભાસે.
કિલ્લા બંધી પુર રિદ્ધિ સિદ્ધિથી ભરેલ છે.
દેવના નિવાશ જાણે રાજ્યના ભવન રૂડાં
ધ્વજાને પતાકા થકી જાણે એ ઠરેલ છે.

લક્ષ્મીતણો વાસ જેમાં ચારે દીશે ચાર દ્વાર,
ટાવરના તેજ થકી રચના કરેલ છે,

ભાગ્ય શાળી લોક જાણે વસતા આનગ્ર વિષે,
આનંદ ઉત્સવ જ્યાહાં સદાય વરેલ છે. ૧૦

## હરીગીત.

કદી અશ્વમેધ હજાર કરતાં પુણ્ય જે તેથી થશે,
કાશી હરદ્વારે જતાં ફલ જેટલું જન પામશે,
વળી સ્વર્ગ ગંગા સ્નાન કરતાં, લાભ માને માનવી,
તે સર્વ પુણ્ય પદાર્થ પામે શેવ સાધે ગાયની. ૧
ના હું કહું સહુ શાસ્ત્ર કહે છે બુદ્ધજન વાણી વદે,
સ્રુતિતણાં પણ વચન એવાં ધારજો ધાર્મિક હૃદે,
ગો પાલતાં ગોપાલ એવું નામ શ્રીકૃષ્ણે ધર્યું,
પરિગ્રહ થઇ જગહીત માટે ગાયનું પાલન કર્યું ૨
માટે વિચારો માનવી સહુ ગાયનું પાલન કરો.
ગો પાળી સુખ સહુ ભોગવો ધ્રત દુધથી તનડુ ભરો.
સુખકારી માતા ગાય છે દુઃખહારી માતા ગાય છે.
અમ્રત વદે મુખથી સદા તેથી સફલ સહું થાય છે.

## સવયો.

ડંકપુરી સુનિવાશી દ્વિજો કુળ અમ્રતલાલ અનોપમશામે
ગો સુખ કારણ દુઃખ નિવારણ ધારણ ઉરેં અફલાતુન નામે
શ્રી જગદીશ આશિષ થકી ગૌશાળ કરી શુભ ડાકોર ગામે
પ્રેમ પ્રણામ કરૂં કરજોડી સહાય કરો પરમારથ કામે.



# શ્રી ડાકોર નિરાશ્રીત ગોરક્ષક ફંડની ગૌશાળા યાને ( પાંજરાપોળ. )

આ ગૌશાળા છેલ્લા છપ્પનના દુકાળ પ્રસંગે બિચારાં નિ મુંગા પ્રાણીઓને પડતાં દુઃખ જોઇ ડાકોરના રહીશ મેહેતા. અમ્રત અનોપરામ ઉર્ફે આફલાતુને ડાકોરમાં સ્ટેશન જવાની સડક ઉપર ફન્ડ રાખી સ્થાપી છે. જેમાં સેંકડો જથાબંધ જીવો ગાય, પાડા, કુતરાં, ઘેટાં, મરઘડાં, કબુતર ઇત્યાદિ જીવોનું સંરક્ષણ થ ને તેઓ પોતે તેની પૂર્ણ સંભાળ બરદાસ લેછે તથા યાત્રાળુ શ્રદ્ધાળુ ગૃહસ્થોની ઉદારતાથી તે કાર્ય ચલાવાય છે. અમદાવાદ ડીસ્ટ્રીકટ કોર્ટના જડજ પદમજી સાહેબ બહાદુર ડાકોર પધારેલા તેમણે એ ગૌશાળાના સ્થાપક અમ્રતલાલનું કામ જીવોના પર પૂર્ણ દયા બરદાસનું જોઇ સર્ટીફીકેટ આપ્યું છે તથા એ ઉદાર ગૃહસ્થે તેમ બીજા ગૃહસ્થોએ ધર્માદા રકમ આપી ટેકો કીધો છે. આ પંજરાપોળમાં કાંઇ પણ રકમ લીધા સીવાય દુઃખી સુખી અપંગ જીવોને દાખલ કરી પાળવામાં આવે છે માટે ધરમાત્માઓને ખરૂં પુણ્ય કરવાનું આ સ્થાન છે. જીવો પુ-ષ્કળ છે પણ મકાન બંધાએલું નથી તેથી ગૃહસ્થોએ તે પર લક્ષ લેવા જરૂરનું છે. ડાકોર ક્ષેત્રમાં આ સંસ્થાની જરૂરી છે, " **અહિંસા પરમો ધર્મ** " જીવોને બચાવવાનું તે મોટામાં મોટું પુણ્ય છે. માટે દયાળુ ધરમાત્મા દાણા, રોકડ, કંસાર વિગેરે પોતાની શકિત અનુસાર આપી મદદ કરશો. ચાર આના અને તે ઉપરાંત આપનારને પહોંચ આપવામાં આવશે.

**શાહ. ચંદુલાલ બાપુલાલ ધરીયા.**

---